માં બેસતું આવે તેવા રૂપમાં પ્રતિ માસે આ પુસ્તકમાં પ્રસિ કરવા ધાર્યું છે.*

## સ્તોત્ર ૧ લું.

આવો, આપણે પરમેશ્વરનું ભજન કરીએ, કેમકે તે બહુ મોટો છે; આપણે પરમેશ્વરનું સ્તવન કરીએ, કેમકે તે બહુ સારો છે.

બધી વસ્તુઓ તેણે બનાવીછે; દહાડે કારભાર કરવાને તેણે સૂરજ કર્યોછે અને રાતે પ્રકાશવાને ચાંદો કર્યો.

મોટા હાથીનો અને નાની કીડીનો કરનાર તે છે.

નાનાં પક્ષીઓ ઝાડની ડાળીઓપર પાંદડાંની છાયામાં બેશી મીઠે સાદે પરમેશ્વરના ગુણ ગાયછે.

નદી નાળાં લીસા કાંકરાપર વહેતાં મીઠો અવાજ કરી પરમેશ્વરના ગુણ ગાયછે.

હું મારી વાણીથી પરમેશ્વરના ગુણ ગાઇશ; હું બાળક છું તોપણ તેના ગુણ ગાઈ શકું.

થોડાં વરસોપર હું બહુ બાળક હોવાથી મને બોલતાં આવડતું નહિ.

અને પરમેશ્વર એ મોટું નામ મારા જાણવામાં ન હતું, કેમકે તેવારે મારામાં સમજણ ન હતી.

પણ હમણા હું બોલી શકુંછું, અને મારી જીભ તેનું ભજન કરશે; તેના બધા હેતના વિચાર મારા મનમાં આવી શકેછે, અને હું તેની ભક્તિ કરીશ.

તે મને બોલાવશે તો હું તેની કને જઇશ; તે આજ્ઞા કરશે તે હું પાળીશ.

મોટપણે હું વધારે સારૂં ભજન કરીશ; આખા જન્મારામાં હું પરમેશ્વરને કદી વીસારી દઇશ નહિ.



## पाठ विषे गुणावगुण परीक्षा.

ત્રેનિંગકાલેજમાં સ્કાલરો પોતાના શિક્ષકની તથા બીજા સ્કાલરોની રૂબરૂ પ્રાક્ટિસિંગ સ્કૂલના કોઈ વર્ગને પાઠ શીખવેછે અને પાઠ પૂરો થયે

*આ શાળાપત્રમાં બાળકને માટે જે પાઠો પ્રગટ કરવામાં આવે તે નિશાળમાં શિક્ષક શીખવી શકે, અને ઘેર મા શીખવી શકે.

અથવા શિક્ષક બંધ કરાવે ત્યારે વર્ગને મોકલી દઈ શિક્ષકો તથા સ્કાલરો તે પાઠ સંબંધી ગુણ અવગુણની ચર્ચા કરેછે. વિચારવંત અને સારા શિક્ષક થવાની હોંસ રાખનારા સ્કાલરોને એ ચર્ચાથી બહુ લાભ થાયછે. નિશાળોમાં મુખ્ય મહેતાજીની આગળ અઠવાડીઆમાં એક વખત, કોઈ આસિસ્ટંટ એમ પાઠ આપે, અને બીજા આસિસ્ટંટો તે વેળા હાજર રહે અને પાઠ થયે એ પ્રમાણે ગુણદોષ પરીક્ષા થાય એ ઘણું ઇચ્છવા જોગ છે. નિશાળને છૂટવાના સમયના છેલ્લા કલાકમાં એમ માત્ર બની શકે, કારણ કે મહેતાજી અને તેના મદદગારો પાઠની ચર્ચા કરવા જાય તે વેળા બધા વર્ગો શિક્ષક વિનાના રહે, અને તેમ તેઓને રાખવા એ ઠીક નથી. અને તે કલાકમાં પણ બધા આસિસ્ટંટો પોત પોતાના વર્ગો તજી એ પાઠ સાંભળવા આવે એ ઠીક નહિ. માત્ર મુખ્ય મહેતાજી પાઠ આપનાર આસિસ્ટંટની કને બેશી શકે, અને બાકીના આસિસ્ટંટો નિશાળીઆને રજા આપ્યા પછી મહેતાજી ગુણ અવગુણ કહે તે સાંભળવાને હાજર રહી શકે. પ્રતિ અઠવાડીઆમાં એકવાર એમ કરવામાં આવે તો નિશાળને બહુ ફાયદો થાય એમાં સંદેહ નથી. ટ્રેન નહિ થયેલા આસિસ્ટંટોને પાઠ શીખવતાં શીખવવું એ મહેતાજીનું કર્તવ્ય છે. એ ફરજ ન બજાવવાથી કેળવણીને હાનિ થાયછે. જો ડીપુટી એ. ઇન્સ્પેક્ટરો અને આસિસ્ટંટ ડીપુટી ઇન્સ્પેક્ટરો વાર્ષિક પરીક્ષા લેની વેળા [illegible]તાની હજુરમાં મહેતાજીઓને તથા તેઓના આસિસ્ટંટોને એમ પાઠ [illegible]પતા જોવાનો નિયમ રાખે તો સુધારો ઘણો થાય. એમ કહેવાયછે, [illegible]ને તેનો કેટલોક પુરાવો પણ છે કે ઘણાક સ્કાલરો ટ્રેનિંગ કાલેજમાંથી [illegible]યા કેડે નોકરીપર જાયછે ત્યાં પાઠ આપવાની પદ્ધતિ વિસારી દેછે. [illegible]હ્યું તેમ તેમની નિશાળોના પરીક્ષકો કરે તો એમ ઓછું બને.

પાઠનો વાસ્તવિક વિષય શો છે તેજ પ્રથમ તો ઘણા શીખવનારા જાણતા નથી, અને જે ઉદાહરણ લેયછે તેને પાઠનો મુખ્ય વિષય સમજેછે. પરિણામ એ થાયછે કે જે કારણાર્થે પાઠ શીખવવામાં આવેછે, [illegible]નો મુખ્ય હેતુ છે, તે પાર પડતો નથી. પહેલા ધોરણના તથા [illegible]બહારના બાળકોને સાધારણ વસ્તુઓ વિષે પાઠો આપવામાં [illegible]. એ પાઠો આપવામાં મુખ્ય હેતુ શો છે તે શિક્ષકો બહુધા જાણ-